विद्ययाऽमृतमश्नुते ।

# દેશાની પડતી
## યાને વિદ્યાનો પોકાર.





પ્રયોજક મણિશંકર દલપતરામ અધ્વર્યુ.
ઠે. [illegible] મુ. ડાકોર.



પ્રકાશક.-
પહેશક દવે પ્રાણશંકર ઉમીયાશંકર ઝાપડીયા.
ઠે. [illegible] અમદાવાદ.

કીંમત ૦-૧-૦

આવૃત્તિ ૧ લી — પ્રત ૨૦૦૦
સને ૧૯૨૩ — સં. ૧૯૭૯

# શિક્ષા.

દશાંશ હરીનો ભાગ ન ખરચે સીધો રહીને,
સહસ્રગણું લઇ જાય ઇંધણ અગ્નિ થઇને.
કાં તો મૂકે રોગ વેદ્ય થઇ, વિઠ્ઠલ આવે,
ધરી તસ્કરનું રૂપ શામળો સાંટી જાવે.
શાહ થઇ વાસશે નાણું, ઢાંગ ધુતવા મંડશે,
કહે વલ્લભ મુકશે નહિ, કાં રાજા થઇ દંડશે.

ધી મોડર્ન પ્રીન્ટીંગ પ્રેસમાં મહેતા શાન્તિપ્રસાદ મન્નાશંકરે છાપ્યું,
પાંચકુવા—અમદાવાદ

विद्ययाऽमृतमश्नुते ।

# દેશની પડતી
## યાને
# વિદ્યાનો પોકાર.

પ્રભુએ જો તને આપ્યું અમોને દાન દેતો જા,
સ્વજન અજ્ઞાની અંધુની અરે આસીસ લેતો જા.

ચીકારોથી ભરી દુનીયાં રૂપી સહરા તણા રણમાં,
વહે પરમાર્થનું વારી ભરી પ્યાલી તું પીતો જા. પ્રભુ

અરે સંસાર અરણવઆ અતી મસ્તાન તોફાને,
સખાવતની તરે હોડી ધરી ધનવાન તરતો જા. પ્રભુ

હજારો રૂપીઆ ભાઈ મજામાં તું ઉડાવે છે,
લખ્યું જો કીસમતે તારા અરે કંઇ ધર્મ કરતો જા. પ્રભુ

કરી દરબારમાં જાવા મુસાફીર છે મજલ મોટી,
ભલા સત કર્મનું ભાથું અરે ઓ ભાઇ ભરતો જા. પ્રભુ

અમોને જે અપાસે તે વવાસે ધર્મના ક્ષેત્રે,
મલે આ પુન્યનું ટાણું અહાસ્નેહે ઉજવતો જા. પ્રભુ

ઉઠો વીરાઓ વારે ધાઓ હિંદુ મુસલમાન,
વિદ્યા વિના આ જગમા કોઇ જાણો તે હેવાન
કેલવણી વીણ અથડાતા એ દુખ મહી કુટાતા,
છ ચોકમાં લુંટાતારે ઓ હીંદુ મુસલમાન. ઉઠો

છે જ્ઞાન વીના અંધારૂં જીવન લાગે અકારૂં.
લુણ કરતો લાગે ખારૂંરે ઓ હીંદુ મુસલમાન. ઉઠો
કોઇ લેણ દેણમાં ગુદે કોઇ સ્વાર્થ કદી નવ ચુકે.
મરજી માફક તે ધુંદેરે ઓ હીંદુ મુસલમાન. ઉઠો

વીદ્યાદાન છે ઉપકરી એ દેશ તણું હીતકારી,
દો દાન સઉ નરનારીરે ઓ હીંદુ મુસલમાન. ઉઠો

દુખી ભ્રાતને બચાવો અક્ષર હીણ ધાઓ,
દયાળુ દયા દરસાવોરે હીંદુ મુસલમાન. ઉઠો.

પાઇ પાઈ કરીને આપો તમ ભ્રાત તણું દુખ કાપો,
વીદ્યા તણું દાન આપોરે ઓ હીંદુ મુસલમાન. ઉઠો



આ જમાનો અંધ કેવો કોણે તે દરકાર છે.
સ્વાર્થના સૌ શોખ માંહી કોણે તે દરકાર છે.
છુટે ના એક પાઇ બાપુ ધર્મની ભીક્ષા મહી.
બાદશાહી ખીલ થાએ શોખના ખર્ચા મહીં.
વ્યર્થ ખર્ચ થાય છે ને ચોર લુંટી જાય છે.
આગ લાગે તો પછીથી જીવડો મુંઝાય છે.

તે સમે કો આંખ ચોળી હે પ્રભુ હું શું કરૂ.
સમય આવે શીર પરે ત્યારે પ્રભુ હું શું કરૂ.
માટે વીરલા જાગજો ને ચેતજો સૌ આજથી.
ભુખે ભ્રાતા છે બીચારા ના ડરો એ કાજથી.
ધર્મની જ્યાં વાત થાતી તો પછી ચેષ્ટા કરે.
મર્યાદા મુકે માનવી તો શ્વાન સમ ઉદર ભરે.
નાટક સીનેમા સ્થાનમાં રીઝવર્ડ ટીકીટ લેવાય છે.
સીઝર અને જીનતાનમાં પૈસા તમારા જાય છે.
આ દેશની બરબાદી થાતી વિદ્યા વિણાજ જણાય છે.
દાન ઉત્તમ કાર્યમાં હા જીવડાતા જાય છે.
ભીખ માગુ દેશ માટે ભીખ મારી આપજો.
દેશના બાળક કાજે દુઃખ દીલથી કાપજો,
જીન્દગીનું દાન વીરા ભીખ આજે માગું છું.
રક્ષણ કરોને હે કૃપાળુ કે’ મનું પાય લાગું છું.

---

રાગ–શું કહુ કથની મારી રાજ—

વિદ્યા વિણ અંધારૂ આ........જ વિદ્યા વિણ અંધારૂં
જીવન લાગે અકારૂં આ........જ વિદ્યા વિણ
જીવન જ્યોતિ વિદ્યા ભાસે પ્રકાશથી સૌ નાસે,
સુંદર દેહમાં વિદ્યા વિના હરદમ દુખથી ત્રાસે આ....જ વિદ્યા
સુખ દુઃખની એ ગરજ સારે જ્ઞાન થકી સમજાયે,
વાંચન હોય જો જીવનમાં સફળ જીન્દગી થાયે આ....જ વિદ્યા

રહ્દયચક્ષુ વિદ્યા થકીથી ખુલ્લા પટ દેખાયે,
પ્રપંચી પડદા નાશ પામતા અધોગતિ દુર થાયે આ....જ વિદ્યા
વિદ્યા થકીથી સારૂ નરસુ જ્ઞાન થકી તો પીછાણે,
માનાપમાન પણ વિદ્યામાંહી સદ્દગુણી તે ટાણે આ....જ વિદ્યા
સંસાર મહીં ગૃહસ્થાશ્રમને કંટક રૂપી સીડી
જ્ઞાન હોય તો કંટક ટાળી પામે સ્વર્ગની સીડી આ....જ વિદ્યા
ધર્મ, અર્થ, ને મોક્ષ ત્રિપૂટી સાધન વિદ્યા જણાયે,
ધંધા વ્યાપાર નોકરી સા વિજયવંત તે થાયે આ....જ વિદ્યા
વિદ્યા વિના વાંચન વિના કંઇક જાન તો જાના,
ઔષધમાંહી વાંચન વીના ઝેર હળાહળ પાના આ....જ વિદ્યા
કંઇક બિચારા ખુવાર થાતા ક્યારે દયાળુ ચડશે,
અભણ ભમતા આજ દેશમાં દાન યજ્ઞમાં પડશે. આ....જ વિદ્યા
હાય દશા શું દેશની માંહી અભણ ભમતા ઝાઝા,
શ્રીમંતો શાણા સમજો કાંઇ આ શું તમારી માઝા આ...જ વિદ્યા
અક્ષર શુન્યમય જીવન ગાળે કોપ તમો ના કરશો,
ઉઠો દયાળુ વિદ્યા માગે મનુ વદે દુઃખ હરશો આજ.... વિદ્યા



રાગ—સરફરોશીકી તમન્ના—

દાન માંહી દાન ઉત્તમ દાન વિદ્યા જાણજો,
જીવનભર દોલત મળતી દાન વિદ્યા આપજો.
અન્નની તૃપ્તી જણાતી ભુખ છે એક દીનની,
પેટ ખાલી જો પડે તો ભીખ પાછી દીનની.

પણ ભુખ ભાગે જીન્દગીની જો હશે વિદ્યા કદી,
વિદ્યા થકી કંઇ નોકરીમાં જાય દીન તે સુખથી.
નોકરીને લાત મારે જો કદી વ્યાપારથી,
વિદ્યા હશે તો નર જણાયે સુખી છે અવતારથી.
ગરીબના જીવંત કાજે દાન વિદ્યા પાથરો,
શુદ્ધ સાચી લક્ષ્મીની શૂભ કીર્તી આદરો.
વિદ્યા વિન નો દેશ જેનો મૂર્ખવત્ છે માનવી,
અજ્ઞાનતા મય દેશમાંહી લક્ષ્મી શા કામની.
એકની તિજોરી તર તો સો ભૂખે ભમતા ભમે,
અન્યાય દીસે દેશમાં એ ઇશને તો શું ગમે.
જડ સુ જણાતો દેશ આજે વિદ્યા વિણ જડ સુ ઘણા,
પશુવત્ અક્કલ વાપરો અક્કલ વિનાના છે ઘણા.
દુધ પૂરી ખાઇને સૌ સાહ્યબી હો જો કદી.
ગાડી મોટર બાગમાંહી સેલ મારો જો કદી
લક્ષ્મી આપી ઇશ્વરે તો ન્યાયથી તો વાપરો,
મનું વદે છે શેઠજી આ દાનમાં તમ કર ધરો.

---

રાગ–ગઝલમાં—

સૂણોને શેઠજી શાણા તમારા દેશની માંહી,
ભટકાતા ને રંવડતા છે તમારા દેશની માહી.
પીડાતા કંઈક બીચારા કુટાતા તે દિસે આજે,
બચાવો રે દયાળુ કો તમારા દેશની માંહી.

જીવન વૃથા થતું જાણો ખરેખર વિદ્યા વિણ જગમાં,
લૂંટાતા એ અભણ આજે તમારા દેશની માંહી.
જગતમાં જ્ઞાનથી આજે ખરેખર તે પૂજાયે છે,
અભણ દીસે અતિ ઝાઝા તમારા દેશની માંહી.
હશે મિલકત તમારી જો ચ્હડો વિદ્યા તણી વ્હારે,
જીવન આશીષ લેવાને તમારા દેશની માંહી.
દીસે દાન સૌ જગમાં થયા છે પેટને માટે,
મુશીબત આજ વિદ્યામાં તમારા દેશની માંહી.
વિના અક્ષરના જગમાં હશે કો દેશમાં જાણો,
નથી તે દેશ આબાદી તમારા દેશની માંહી.
હશે નરનારીમાં વિદ્યા હશે અક્કલમાં પુરા,
થશો હુન્નરમાં શૂરા તમારા દેશની માંહી.
પ્રભુને જાણવા કાજે વળી સ્વધર્મને કાજે,
સંકોરો જ્યોતિ વિદ્યાની તમારા દેશની માંહી.
સંસારે સુખ સાચું છે હશે વિદ્યા કંઈ જરીરે
મનુ કહે અન્ય અંધારૂં તમારા દેશની માંહી.

---

રાગ-ભલેને કીધા ગીરફતાર—

અરે ઓ આર્યતણા સંતાન,
વિચારો હિંદ મુસલમાન.

દેશ તમારો દુઃખી જુઓ દુખિયા સૌ લોકો,
ગરીબ બિચારા અભણ જુઓને પાડે દુઃખની પોકો;

દો વિદ્યા તણું કો દાન અરે ઓ આર્ય તણા સંતાન.
જુલ્મિ એવા દેશની માંહી ભાઇભાઇમાં થાતા,
પેટની ખાતર ધંધા માટે છ ચોકમાં છુંદાતા;
બચાવો એવાને શ્રીમાન અરે ઓ આર્ય તણા સંતાન.
અભણ વર્ગમાં જુઓ ભણેલા કેવા કૃત્યમાં ફાવે,
ગુપ્ત ખાટકી ઉંચ કુળના દયા દીલ નવ લાવે;
આપો આપો વિદ્યા જ્ઞાન અરે ઓ ભારતના સંતાન.
દોઢું ગણવું વ્યાજજ ગણવું રકમ વધારે ચડતી,
હીસાબોની હોળી કરતા રાંક ગર્દન છુરી ફરતી;
સમજે અભણને હેવાન અરે ઓ આર્ય તણા સંતાન.
ધર્મના સોગન્ ખાઇને અતિશે ધર્મ પડયું ખિસ્સામાં,
ધર્મની દાંડી ધર્મનાં તોલ સૌ છે પ્રપંચી કીસ્સામાં;
છે કંપ્રક એવા હેવાન અરે ઓ આર્ય તણા સંતાન.
ગરીબ બિચારા અભણ મરેલા મુડદાહસમ સૌ જાણો,
મુડદા પર બેસી ખાનારા કેમ પચશે તે દાણો,
દો વિદ્યા જીવતદાન અરે ઓ ભારતના સંતાન.
ભારત માતાના સંતાનો ભાઈ ભાઇમાં લૂંટે,
પ્રભુ દરબારે રંક રાય પણ ના કદી તે છુટે;
સમજો સમજો અક્કલવાન અરે ઓ આર્ય તણા સંતાન.
ભણતર ભણાવો વિદ્યા આપી વિરલા થઇને જાગે,
એ વિદ્યાથી બળ બુદ્ધિ છે પાયે સઘળા લાગે;
બનાવો વિદ્યાથી ગુણવાન અરે ઓ આર્ય તણા સંતાન.

સરસ્વતીના યાચક બનશો શૂભ સ્વદેશ જણાયે,
પારસ મણીના સ્પર્શ થકી તો લોહ કંચન થાયે;
માગે આજ મનુ એ દાન અરે ઓ આર્ય તણા સંતાન.



દેશને આબાદ કરશો દાન વિદ્યા આપજો.
દુખીઃયાના દુખ ટાળો દાન વિદ્યા આપજો.
બરબાદી થાતી દેશનીને બરબાદી થાતી ધર્મની,
બરબાદ સંસાર થાય છે દાન વિદ્યા આપજો.
દેશના શ્રીમંત સાચા આજ ઉંઘે ઘેણુમાં.
કુંભ નિંદ્રાને તજી સૌ દાન વિદ્યા આપજો,
મોટર અને ગાડી તમારી સાહ્યબી એ સ્વાર્થની.
ક્રુર થઇને ના ફરોરે દાન વિદ્યા આપજો.
શ્રીમંત થાતા એ ગરીબથી એ મજુરો રે બન્યા.
દરકાર રાખો દીલમાંહી દાન વિદ્યા આપજો.
ઇન્સાફ સાચો ઇશનો સૌ જીવ ત્યાં સરખા ગણ્યા.
તુચ્છ કોઇ ના ગણોરે દાન વિદ્યા આપજો.
તર તિજોરી થાય છે છે તર ઉદર તો જણાય છે
ફુરરર બિચાર રાંક બાજે દાન વિદ્યા આપજો.
દુધ પુરી શાક સાથે વાળુ પ્યારારે કરો.
ભુખે ભમતા ભ્રાત આજે દાન વિદ્યા આપજો.
એક શ્રીમંત સો ભીખારી આજ ભારત દેશમાં.
પક્ષપાતિ ના બનોરે દાન વિદ્યા આપજો.

રાગ-વ્હાલા વેગે આવોરે—

અંધારાનો દીવોરે, જીવનનો દીવોરે,
આપો કોઇ વીરલા હોજી.
નહીં આપો તો થાસે હિંદમાં હત્યાચારરે,
અંધારાનો દીવોરે જીવનનો દીવોરે.....આપો

સાખી

જગતમાંહી જન્મિયા કૃષ્ણચંદ્ર ભગવાન,
તે પણ દીવા કારણે ગયા લેવાને દાન.
જ્યોતિ તો ઝળકાવોરે, અંધારાનો દીવોરે....આપો

સાખી

એ દીવાને કારણે સુદામાની સાથ,
કાષ્ટ કાપવા વન મહીં ભીડી જેણે બાથ.
દેહનો એ દીવોરે, સૃષ્ટીનો એ દેવોરે....આપો

સાખી

પતંગ થઇને દોડતા, એ દીવાને કાજ,
એ દીપકના પ્રભાવથી બન્યા માહા યોગીરાજ.
શશી સમ દીવોરે રવિ સમ દીવોરે....આપો

સાખી

ભવ્ય ભુવન જો હોય તો દીપક વિણ છે શ્યામ,
દીપકથી એ મ્હેલમાં આનંદ સ્વર્ગ સમાન.
આપો આપો દીવોરે, લાવો દીવોરે.
આપો કોઇ વિરલા હોજી.

સાખી

ચાર દીવસની ચાંદની, ઘોર અંધારી રાત,
દીવો દીલમાં હોય તો જાણે દીન પ્રભાત.
દયા દીલ લાવોરે દીવો તો પ્રગટાવોરે.
આપો કોઈ વીરલા હોજી.

સાખી

રજની કેરા રાજમાં જો દીપકે માહારાજ
રજનીમાં પણ નાસતા દીપક સૌના તાજ.
દુઃખ સો હરશે રે હૃદય સૌના ઠરશેરે,
આપો કોઇ વીરલા હોજી.

સાખી

દુઃખ મય સિન્ધુ મહી સુકાન જાણો દાન,
સુકાનીથી સૌ જીતશે આપો અમ્મર દાન.
ક્ષણે ક્ષણે માગેરે મનુ પાય લાગેરે,
આપો કોઇ વીરલા હોજી.



રાગ-ગઝલમાં—

જગતમાં જન્મિને આજે બચાવો દેશ હિન્દુસ્થાન.
ખરેખર ખાખ થઇ ખ્યાતિ બચાવો દેશ હિન્દુસ્થાન.
હતા જે વીર સંતાનો હતા માહા જ્ઞાની ભુમિમાં,
હણાતા આજ બન્ધુઓ બચાવો દેશ હિન્દુસ્થાન.

હતા હુન્નર અધિક પૂર્વે પ્રકાશ્યા જ્ઞાનથી જગમાં,
છવાયા આજ સંતાનો બચાવો દેશ હિન્દુસ્થાન.
હતુ ગૌરવ ગુણવંતા, હતા બુધ્ધિ થકી ભરપુર,
કળાથી સૌ હતા નિપૂણ બચાવો દેશ હિન્દુસ્થાન.
ગણાતા કોટી ત્રીસ આજે અવિદ્યા આંક છે ભારી,
અવિદ્યાથી થશે હાની બચાવો દેશ હિન્દુસ્થાન.
હશે વિદ્યા થશે જ્ઞાની પછીથી ચક્ષુ પણ ખલે,
નજરથી સા નિહાળે છે બચાવો દેશ હિન્દુસ્થાન.
બનાવો ના અરે અંધા તમારા દેશના બાળક,
લૂટાતા ને ક્રૂંદાતા છે બચાવો દેશ હિન્દુસ્થાન.
ગણાતી શ્વાનમય જીન્દગી પોકારો કર્યું કંઇ ધરજો,
લૂટાતી લાજ ભારતની બચાવો દેશ હિન્દુસ્થાન.
ખરેખર પેટને માટે અવિદ્યાથી ઘણા જગમાં,
શિયળભંગી થતા ભાસે બચાવો દેશ હિન્દુસ્થાન.
હશે અજ્ઞાન કો જગમાં ખરેખર મુર્ખમય ભાસે,
નજર નાંખી મનુ ચાચે બચાવો દેશ હિન્દુસ્થાન.

રાગ-સવૈયામાં—

અન્ય દેશની ચડતી જુઓ અમેરીકનને જાપાન,
કળા મહી ભરપૂર જણાચે પડતીમાં છે હિન્દુસ્થાન.
દુનિયા માંહી ગરીબ ગણાતા ભુખ તેની સાથી ભાગી,
શ્રીમંતોચે હામજ નાંખ્યાં વિદ્યા તણી લગની લાગી;

તેવીજ રીતે ભારત પ્યારા સમજો હિન્દ તણા સંતાન;
કળામહી ભરપૂર જણાયે પડતીમાં છે હિન્દુસ્થાન.
ઈંગલંડ, જર્મન અન્ય દેશના સ્ત્રી પુરૂષો બુદ્ધિવાન,
સંપીલા એ આજે જુઓ વિદ્યા થકી છે તે ગુણવાન;
જાત જાતના હુન્નર કરતા યુવક બાળકને અભિમાન,
કળા મહીં ભરપુર જણાયે પડતીમાં છે હિન્દુસ્તાન.
વિદ્યા થકી વશુવંત થયાને સાહ્યબી સારી દેખો છો,
અવિદ્યા મહીં હિન્દ અથડાયે ઘણા ભ્રાત તમ દેખો છો;
દેશ તણી દરકાર કરોને રાખો વિદ્યા તણું ગુમાન,
કળામહી ભરપૂર જણાયે પડતીમાં છે હિન્દુસ્થાન.
ભુલ થઇ પણ ભુલ સુધારો તિજોરીના શોખિલા,
નહી છાતી પર નાણાં આવે મોજશોખના હોંશીલા.
દેશ તણી બરબાદી થાતી હુન્નર વિનાના છે હેવાન,
કળા મહી ભરપૂર જણાયે પડતીમાં છે હિન્દુસ્થાન.
નજર આગળ દેખો કેવા યુરોપના છે નરનારી,
વિદ્યા માટે પ્રાણુજ અરપે દામ તણી કરે ખુવારી;
માટે જાગો ખોલો શાળા શાળામાં મૂકો સંતાન,
લળી લળી મનુ પાયે લાગે પ્રભુ બચાવો હિન્દુસ્થાન.



विद्ययाऽमृतमश्नुते ।

# વિદ્યા પ્રાપ્તિની ઉમદા તક !

## શ્રી સમસ્ત ગુજરાત પૈસા ફંડ—અમદાવાદ.

તરફથી

## ચાલતી ગુજરાતી તથા અંગ્રેજી મફત રાત્રિશાળાઓમાં લગભગ બસો વિદ્યાર્થીઓ મફત અભ્યાસ કરે છે.

દિવસના બિલકુલ અભ્યાસ ન કરી શકે એવી સ્થિતિવાળા અનેક વિદ્યાર્થીઓએ અદ્યાપિ સુધીમાં આ રાત્રિશાળાઓનો તદ્દન મફત લાભ લીધો છે, અને તેઓમાંના કેટલાક 'સેલ્સમેન' તરીકે, કમ્પાઉન્ડર તરીકે, કમ્પોઝિટર તરીકે, ગુડસ કલાર્ક તરીકે, અને ઉચ્ચ વ્યાપારી તરીકે ફતેહમંદ નિવડયા છે.

દિવસની પ્રવૃત્તિ યા કામના અનિવાર્ય બોજાને લેઇને અભ્યાસ નહિ કરી શકતા બાન્ધવોને હમારી એજ નમ્ર વિનંતિ છે કે તેઓએ પોતાની જાતને, પોતાના શેઠને, પોતાના ધંધાને, અને પોતાના દેશને વધુ ઉપયોગી થવા, તેમના લાભાર્થે ચાલતી આ શાળાઓમાં દાખલ થવા બિલકુલ ઢીલ નહિ કરવી.

## તમે શા માટે આવી ઉમદા તક ગુમાવો છો ?
## શું તમને પશુથી હીન થવું ગમે છે ?
## શું તમને અંધાપાનું જીવન વ્હાલું છે ?

**શાળાઓનાં ઠેકાણાં :—**

(૧) ગુજરાતી તથા અંગ્રેજી મફત રાત્રિશાળાઓ, દરિયાપુર લુણસાવાડ મ્યુનિસિપલ વર્નાક્યુલર હાઇસ્કૂલ નં. ૨ તથા વર્નાક્યુલર સ્કૂલ નં. ૯ ના મકાનમાં.

(૨) ગુજરાતી તથા અંગ્રેજી મફત રાત્રિશાળાઓ—દાદાભાઈ નવરોજજી લાયબ્રેરીના મકાનમાં પાંચકુવા-ચાર રસ્તા.

# સર્વોત્તમ દાન એતો જ્ઞાન દાન જ !

## માટે........હાથે તે જ સાથે.

"કૃપણ પરમાર્થી સહુ જાશે, સત્ય કીર્તિ અમર થાશે !
હશે તેવું જગત ગાશે, સુયશ આહી ગણાવોને !"

# શ્રી સમસ્ત ગુજરાત પૈસા ફંડ,

**અમદાવાદ.**